તુલસીદાસકૃત.

# मणिरत्नमाला.

ગુજરાતી ટીકા સહીત.

અને

## चर्पटपंजरीका तथा नर्मदाष्टक.

प्रसिद्ध कर्त्ता

महादेव रामचंद्र जागुष्टे-बुकसेलर.

ત્રણદરવાજા અમદાવાદ.



શ્રી જોશી પ્રીટીંગ પ્રેસ—અમદાવાદ.



આવૃત્તિ ૨ જી પ્રત ૨૦૦૦.

સંવત ૧૯૫૧ સને ૧૮૯૫

॥ श्रीगणेशायनमः ॥

# अथ मणिरत्नमाला प्रारंभ.

## प्रश्नोत्तर गुरु शिष्यनो संवाद.

अपारसंसारसमुद्रमध्येनिमज्यतोमेशरणंकिमस्ति ॥
गुरुकृपालोकृपयावदेतद्विश्वेशपादांबुजदीर्घनौका ॥ १ ॥

ગુરૂને શિષ્ય પુછેછે જે સંસારરૂપી સમુદ્ર અપાર છે તેમાં હું બુડુંછું તેથી કોને શરણ જાઉં? ત્યારે ગુરૂએ કહ્યું કે જે કૃપાવાન ગુરૂ ને વિશ્વના ઈશ્વર તેના ચરણરૂપી નાવને શરણ જા. ૧

बद्धोहिकोयोविषयानुरागीकोवाविमुक्तोविषयेविरक्तः ॥
कोवास्तिघोरोनरकःस्वदेहस्तृष्णाक्षयःस्वर्गपदंकिमस्ति ॥२॥

શિષ્ય—બંધ શિયો? ગુરૂ—વિષયમાં પ્રીતી તે.
શિષ્ય—મુકત કોણ? ગુરૂ—વિષયનો ત્યાગી તે.
શિષ્ય—ઘોર નર્ક કીયું? ગુરૂ—પોતાનો દેહ તે.
શિષ્ય—સ્વર્ગ કીયું? ગુરૂ—તૃષ્ણાનો ત્યાગ તે. ૨

संसारहृत्कस्तुनिजात्मबोधःकोमोक्षहेतुःकथितःसएव ॥
द्वारंकिमेकंनरकस्यनारिकास्वर्गदाप्राणभृतामहिंसा ॥३॥

શિષ્ય—સંસારને કોણ હરે? ગુરૂ—પોતાના આત્માનો બોધ છે.

શિષ્ય-મોક્ષનો હેતુ કોણ ? ગુરૂ-જે બોધ અંતરમાં પ્રસરે તે.
શિષ્ય-નર્કનું એક બારણું કીયું ? ગુરૂ--નારી.
શિષ્ય-સ્વર્ગનો દાતા કોણ ? જેને હિંસા વાહાલી નહી તે.

शेतेसुखंकस्तुसमाधिनिष्ठोजागर्तिकोवासदसद्विवेकी ॥
केशत्रवःसंतिनिजेंद्रियाणितान्येवमित्राणिजितानिकानि ॥४॥

શિષ્ય-સુખે સુતો તે કોણ ? ગુરૂ-જે સમાધીવાળો તે.
શિષ્ય-જાગ્યો તે કોણ ? ગુરૂ-સત અસતનો વિવેક કરનારો
શિષ્ય-શત્રુ કોણ ?
ગુરૂ-પોતાની ઈંદ્રીયો તેજ. અને જીતાયતો મિત્ર ૪.

कोवादरिद्रोहिविशालतृष्णःश्रीमांश्चकोयस्यसमस्तितोषः ॥
जिवन्मृतःकस्तुनिरुद्यमोयःकोवामृतास्यात्सुखदानिराशा ॥५॥

શિષ્ય-દરિદ્રી તે કોણ ? ગુરૂ જેને વીશાળ તૃષ્ણા તે.
શિષ્ય શ્રીમંત તે કોણ? ગુરૂ- સર્વ વસ્તુનો સંતોષી તે.
શિષ્ય જીવતો મુવોતે કોણ ? ગુરૂ જેને ઉદ્યમ નહું તે
શિષ્ય-અમૃત સરખું શું ?
ગુરૂ-સુખ દેનારી કોઈની આશા ન રાખી તે

पाशोहिकोयोममताभिधानःसमोहयस्येवसुरेवकाक्लि ॥
कोवामहांधोमदनातुरोयोमृत्युश्चकोवायशःस्वस्वकीयम् ॥६॥

શિષ્ય-પાસ જે બંધે તે કીયો ? ગુરૂ-જેના અંતરમાં અભિમાન તે

શિશ્ય—કેફના સરખી મોહનીજ કરનાર કેઈ?  ગુરૂ—સ્ત્રી.
શિશ્ય—મોટો આંધળો કીયો? ગુરૂ—કામાતુર તે
શિશ્ય—મૃત્યુ—શું?  ગુરૂ—પોતાનુ અપયશ થયું તે. ૬

कोवागुरुर्योहिहितोपदेष्टाशिष्यस्तुकोयोगुरोभक्तएव ॥
कोधंरोगोभवएवसाधोकिमौषधंतस्यविचारएव ॥ ७ ॥

શિશ્ય—ગુરૂ કીયો?  ગુરૂ—હિતનો ઉપદેશ કરે તે.
શિશ્ય—શિષ્ય કીયો?  ગુરૂ—ગુરૂની સેવા કરે તે.
શિશ્ય—મોટો રોગ કીયો?  ગુરૂ સંસાર.
શિશ્ય—તેનુ ઓસડ શું?  ગુરૂ—વિચાર.

किंभूषणाद्भूषणमस्तिशीलंतीर्थंपरंकिंस्वमनोविशुद्धं ॥
किमत्रहेयंकनकंचकांताश्राव्यंसदाकिंगुरुवेदवाक्यम् ॥८॥

શિશ્ય—ઘરેણું કીયું?  ગુરૂ—શિલ રૂપીયું તે.
શિશ્ય—તિર્થ મોટું કિયું?  ગુરૂ—પોતાનુ મન શુદ્ધ તે.
શિશ્ય—તજવુ શું?  ગુરૂ—કનક તથા કાંતા.
શિશ્ય—સાંભળવું શું?  ગુરૂ—ગુરૂનાં તથા વેદનાં વાકય.

केहेतवोब्रह्मगतेस्तुसंतिसत्संगतिर्दानविचारतोषा ॥
केसंतीसंतोखिलवीतरागाअपास्तमोहाःशिवतत्वनिष्ठा ॥९॥

શિશ્ય બ્રહ્મગતીનુ હેતુ કોણ?
ગુરૂ—સત્સંગતિ, દયા, સુવિચાર, અને સંતોષ એ ચાર.
શિશ્ય—સંત કોણ? ગુરૂ—સારીપેઠે વૈરાગ છે તથા મોહ પણ ગયો છે તે. શિવતત્વને જાણે તે.

**कोवाज्वरःप्राणभृतांहिचिंतामूर्खोस्तिकोयस्तुविवेकहिनः ॥**
**कार्यामयाकाशिवविष्णुभक्तिःकिंजीवनंदोषविवर्जितंयत् ॥१०**

શિસ્ય–જીવ લેનારો તાવ કીયો ? ગુરૂ–ચિંતા.
શિસ્ય મુરખ કોણ ? ગુરૂ–અવિવેકી.
શિસ્ય–શું કામ કરવું ? ગુરૂ–શિવવિસ્નુની ભકિત કરવી.
શિસ્ય–નિર્વાહને માટે શું કરવુ ? ગુરૂ–પાપ રહિત કામ કરવુ.

**विद्याहिकाब्रह्मगतिप्रदायाबोधोस्तिकोयस्तुविमुक्तिहेतुः ॥**
**कोलाभआत्मावगमोहियोवैजीतंजगत्केनमनोहियेन ॥११॥**

શિસ્ય–વિધા કેઈ ? ગુરૂ–બ્રહ્મગતિની આપનારી.
શિસ્ય–બોધ કીયો ? ગુરૂ–મુકિતનો હેતુ તે.
શિસ્ય–લાભ કીયો ? ગુરૂ–આત્માને જાણે તે.
શિસ્ય–જગત કોણે જીત્યું ? ગુરૂ–જેણે મન જીત્યુ તેણે. ૧૧

**शुरान्महाशूरतमोस्तिकोवामनोजबाणैर्व्यथितोनयस्तु ॥**
**प्राप्नोतिधीरश्चसमीस्तकोवाप्राप्तोनमोहंकलनाकटाक्षैः ॥१२॥**

શિસ્ય–શુરામાં શુરો કીયો ? ગુરૂ–જેણે કામ જીત્યો તે.
શિસ્ય–ધિરજવાળો તથા બુધીમાન કીયો ?
ગુરૂ–જે સ્ત્રીનાં નેત્ર ચપળતાથી મોહ ન પામ્યો તે. ૧૨

**विषाद्विषंकिंविषयाःसमस्तादुःखीसदाकोविषयानुरागी ॥**
**धन्योस्तिकोयस्तुपरोपकारीकःपूजनीयोननुतत्वनिष्ट. ॥१३॥**

શિસ્ય–વિષમાં વિષ કીયુ ? ગુરૂ–સમસ્તવિષય છે તે.
શિસ્ય–દુખીયો કોણ ? ગુરૂ–વિષયમાં હેત રાખે છે તે.

શિષ્ય—ધન્ય કોને ?　　　　ગુરૂ—પરોપકારીને.

શિષ્ય—પુજવા યોગ્ય કોણ ?　　　ગુરૂ—આત્માતત્વ જાણનારો તે.

सर्वास्ववस्थास्वपिकिंनकार्यंकिंवाविधेयंविदुषांप्रयत्नात् ॥
स्नेहश्चपापंपठनंचधर्मःसंसारमूलंहिकिमस्तिचिंता ॥ १४ ॥

શિષ્ય—સર્વદા કીયુ કામ ન કરવુ, તથા પંડિતે શી મેહેનત કરવી.
ગુરૂ—સર્વદા પાપ તથા સ્નેહ ન કરવો, અને પંડિતે તો ભણવુ તથા ધર્મ કરવો.

શિષ્ય—સંસારનુ મુળ કીયુ ?　　　ગુરૂ—ચિંતા.

विज्ञान्महाविज्ञतमोस्तिकोवानार्यापिशाच्यानचवंचितोयः ॥
कांशृंखलाप्राणभृतांचनारीदिव्यंव्रतंकिंचनिरस्तदैन्यं ॥१५॥

શિષ્ય—મોહ્ટુ વિજ્ઞાન કયુ ?　ગુરૂ—પિશાચીણી સ્ત્રીએ ન ઠગ્યો તે.

શિષ્ય—હેડ તથા બેડી કેઇ ?　ગુરૂ નારી.

શિષ્ય—ચોખુ વ્રત કીયુ ?　　ગુરૂ—કપટ વિનાની ગરીબાઈ. ૧૫

ज्ञातुंनशक्यंहिकिमस्तिसर्वैर्योषिन्मनोयच्चरितंतदीयं ॥
कादुस्त्यजासर्वजनैर्दुराशाविद्याविहीनःपशुरस्तिकोवा ॥१६॥

શિષ્ય—જ્ઞાનીને સર્વથા ન જણાય તે શુ ?　ગુરૂ—સ્ત્રીનાં મનની વાત

શિષ્ય—સર્વથી ન તજાય તે શુ ?　　　ગુરૂ—ખોટી ઈચ્છા.

શિષ્ય- પશુ કોણ.　　　　　　ગુરૂ—વિદ્યા વિનાનો તે.

वासोतामानहवैर्विधयोमुर्खैश्चपापैश्चखलैश्चनीचैः ॥
मुमुक्षुणांकिंचरितंविधेयंसत्संगतिर्निर्ममतेशभक्तिः ॥ १७ ॥

શિષ્ય—જ્ઞાની થવું હોય તો કીયે ઠામ ન રહેવું તથા કોનો સંગ ન કરવો.

ગુરૂ–જ્યાં સતસંગ ન હોય ત્યાં, અને મુર્ખના પાપીના, ખળના તથા નિચ્યના સંગ ન કરવો.

શિશ્ય–જ્ઞાની થવુ હોય તેણે કેઈ ચાલે ચાલવુ ?

ગુરૂ–સત્સંગતીથી પરમેશ્વરની નિમંમતા ભકિત કરવી.

लघुत्वमूलंचकिमर्थितैवगुरुत्वबीजंपदयाचनंकिम् ॥
जातोस्तिकोयस्यपुनर्नजन्मकोवामृतोयस्यपुनर्नमृत्युः ॥१८॥

શિશ્ય–નાનો થવાનું મુળ શુ ? ગુરૂ–જાચના કરવી તે

શિશ્ય–મોટો શાથી થાય ?    ગુરૂ–ઈશ્વરપદ જાચે તેથી.

શિશ્ય–જન્મ્યો કોણ ?    ગુરૂ–જેને ફરી જન્મ નથી તે.

શિશ્ય–મુવો કોણ ?    ગુરૂ–જેને ફરીને મરવુ નહી તે.

मूकोस्तिकोवाबधिरश्चकोवायुक्तंनवक्तुसमयेसमर्थः ॥
तथ्यंसुपथ्यंनशृण्योतिवाक्यंविश्वासपात्रंनकिमस्तिनारी ॥१९॥

શિશ્ય–મુગો કોણ, અને બેહેરો કોણ ?

ગુરૂ–જેવુ જોઈએ તેવુ ન બોલાય તે, અને ઔષધ જેવાં, ગુરૂનાં વચન ન સાંભળે તે.

શિશ્ય–વિશ્વાસ કોનો ન કરવો ?    ગુરૂ–સ્રીનો.

तत्वंकिमेकंशिवमद्वितीयंकिमुत्तमंसच्चरितंयदस्ति ॥
किंकर्मकृत्वानचशोचनीयःकामारिकंसारिसमर्चनाख्यं ॥ २०॥

શિશ્ય–એક તત્વ કીયુ ?    ગુરૂ–અદ્વૈત શીવ તે.

શિશ્ય ઉત્તમ તે શુ ?    ગુરૂ–રૂડાં આચરણ.

શિશ્ય–કીયુ કામ કરવુ કે જેથી શોક ન થાય.

ગુરૂ કાંમના વેરી શિવ અને કંસના વેરી કૃષ્ણ એઓને સમભાવે પુજવા.

शत्रोर्महाशत्रुतरोस्तिकोवाकामःसकोपानृतलोभतृष्णाः ॥
नपूर्यतेकोविषयैःसएवकिंदुःखमूलंममताभिधानः ॥ २१ ॥

શિષ્ય-શત્રથી મોટો શત્રુ કીયો?
ગુરૂ-કામ, ક્રોધ, અસત્ય, લોભ, અને તૃષ્ણા, એ પાંચ.
શિષ્ય--કેવારે ન પુરાય તે શુ? ગુરૂ વિષય.
શિષ્ય-દુખનુ મુળ કીયુ? ગુરૂ-મમતા ભરાએલી તે.

किमंडनंसाक्षरतामुखस्यसत्यंचकिंभूतहितंतदेव ॥
त्यक्त्वासुखंकिंस्त्रियमेवसम्यकदेयंपरंकित्वभयंसदैव ॥२२

શિષ્ય--મુખની શોભા શી? ગુરૂ-ઈશ્વર સબંધી બોલ તે.
શિષ્ય-સત્ય કીયુ? ગુરૂ સર્વ ભુતનુ હીત કરવુ.
શિ૦ શુ તજેથી સુખ થાય? ગુરૂ-સ્ત્રી સર્વ પ્રકારે તજેથી.
શિષ્ય-આપવુ શુ? ગુરૂ-અભયદાન

कस्यास्तिनाशेमनसोहिमोक्षःक्वसर्वथानास्तिभयंविमुक्तेः ॥
शल्यंपरंकिंनिजमूर्खतैवकेकेह्युपास्यागुरवश्चवृद्धा ॥२३॥

શિષ્ય-શુ મુવે મોક્ષ થાય? ગુરૂ-મન
શિષ્ય-સર્વ ભય ક્યારે જાય? ગુરૂ મુક્તિનો સિદ્ધાંત થાય ત્યા
શિષ્ય-પરમ શલ્ય કીયુ! ગુરૂ-પોતાની મુખતા તે.
શિષ્ય કોની સેવા કરવી? ગુરૂ-વૃદ્ધ ગુરૂની.

उपस्थितेप्राणहरेकृतांतेकिमाशुकार्यंसुधियाप्रयत्नात् ॥
वाक्कायचित्तैःसुखदंयमघ्नंमुरारिपादांबुजमेवचित्य ॥ २४ ॥

શિષ્ય-મરતી વખતે શુ કરવું? ગુરૂ-મન, વાણી, કાયાથી ઈશ્વર
સંભારવા.

केदस्युवः संतिकुवासनाख्याः कः शोभतेयः सदसिप्रविद्यः ॥
शांतेवकायासुखदासुविद्याकिमेधतेदानवशात्सुविद्या ॥२५॥

શિષ્ય—સંતને ચોર કિયો ? ગુરૂ—કુવાસના.
શિષ્ય--સભામાં કોણ શોભે? ગુ--જે બ્રહ્મવિદ્યાવાળો તે.
શિ--શાન્તીનું સુખ કોણ આપે? ગુરૂ- સુવિદ્યા.
શિષ્ય--શુ આપેથી વધે ? ગુરૂ--બ્રહ્મવિદ્યા.

कुतोहिभीतिःसततंविधेयालोकापवादाद्भवकाननाच्च ॥
कोवास्तिबंधुःपितरौचकौवाविपत्सहायःपरिपाळकौयौ ॥२६॥

શિ--સંતને શાથી બીહીવુ ?
ગુ--લોકની નીંદાથી તથા સંસારરૂપી વાડીના રખે મોહ લાગે તેથી.
શિ- ભાઈ તે કોણ ? તથા માતા પીતા તે કોણ ?
ગુ--વિપતે સહાય કરે તે ભાઈ, અને પરિપાલ કરે ને માતા પિતા.

बुद्धथानबुद्धंपरिशिष्यतेकिंशिवंप्रशांतंसुखबोधरूपं ॥
ज्ञातेतुकस्मिन्विदितंजगत्स्यात्सर्वात्मकेब्रह्मणिपूर्णरूपे ॥२७॥

શિ -બુદ્ધિથી બોધ ન થાય એવી શી વસ્તુ છે ?
ગુ--જે સચ્ચિદાનંદ રૂપ શિવ,
શિ- શુ જાણ્યાથી સર્વ જગત જણાય.
ગુ--સર્વ આત્મક એવુ જે પુર્ણરૂપ એવું જે પરબ્રહ્મ તે જાણે સર્વ જાણ્યુ.

किंदुर्लभंसद्गुरुरस्तिलोकेसत्संगतिर्ब्रह्मविचारणाच ॥
त्यागोहिसर्वस्यनिजात्मबोधःकोदुर्जयःसर्वजनैर्मनोजः ॥२८॥

શિ--ત્રણ લોકમાં શું દુર્લભ? ગુ- સદગુરૂ, સત્સંગ અને બ્રહ્મ વિચાર.

શિ--સર્વનો ત્યાગ ક્યારે થાય. ગુ--જ્યારે શિવઆત્મબોધ થાય ત્યારે.

શિ--સર્વથી ન જીતાય તે શું. ગુ--કામ (વિષય)ને જીતાતો નથી.

**पशोःपशुःकोनकरोतिधर्मंप्राधितशास्त्रोऽपिनचात्मबोधः ॥**
**किंतद्विषंभातिसुधोपमंस्त्रीकेशत्रवोमित्रवदात्मजाद्याः ॥२९॥**

શિ--પશુનો પશુ કીયો.

ગુ--વેદશાસ્ત્ર ભણ્યો પણ આત્મબોધ ન થયા તે.

શિ--અમૃતસરખુ લાગે છે પણ ઝેર છે તે શું. ગુ--સ્ત્રી.

શિ--શત્રુ છે પણ મીત્ર સરખાં લાગે છે તે શું?

ગુ--પોતાનાં છોકરાંઆદિ લઈને.

**विद्युच्चलंकिंधनयौवनायुर्दानंपरंकिंचसुपात्रदत्तं ॥**
**कंठंगतैरप्यसुभिर्नकार्यंकिंवाविधेयंमलिनंशिवार्चा ॥ ३० ॥**

શિ- વિજળીની પેઠે થાતુ ને તરત ફીટી જાય તે શું-

ગુ--ધન, જોબન, અને આયુષ્ય.

શિ--મોટું દાન કીયું? ગુ--સુપાત્રને આપવુ તે.

શિ--કંઠે પ્રાણ આવ્યો હોય તોય શુ ન કરવુ. ગુ--ખોટું કામ.

શિ--કંઠે પ્રાણ આવ્યો હોય તોપણ શુ કરવુ. ગુ.--શિવ પુજાકરવી.

**किंकर्मयत्प्रतिकरंमुरारेःक्वास्थानकार्यासततंभवाब्धौ ॥**
**अहर्निशंकिंपरिचिंतनीयंसंसारमिथ्यात्वशिवात्मतत्वं ॥३१॥**

શિ--કર્મ તે કીયું. ગુ--ભગવાન સાંથે પ્રીતિ થાય તે કર્મ.

શિ--નીરંતર આસ્થા કયાં ન કરવી. ગુ--સંસારરૂપી સમુદ્રમાં.

શિ--રાત દિવસ શુ ચીતવવું.

ગુ--સંસારનું મિથ્યાપણુ તે, શિવાત્મા તત્વ.

कंठगताबाभावणंगताबाप्रश्नोत्तराख्यामाणिरत्नमाळा ॥
तनोतुमोदंविदुषांप्रयत्नात्रमेशगौरीशपदौसुसेव्यौ ॥३२॥
આ ગ્રંથનો ફળશ્રતી જે કોઇ એ ગ્રંથ પાઠ કરે અથવા કોઈ સાંભળે અથવા સંભળાવે, ને પ્રશ્નોત્તર વાખ્યાઓનુ નામ એવી એ મણિરત્નમાળા છે તે આનંદને આપે ને હમેશ જે વિષ્ણુને ગૌરીશ જે શિવ તેના ચરણુની સેવા કરવી એ સાર છે. ॥૩૨॥

## ઈતી શ્રી તુલસીદાસકૃત મણીરત્નમાળા સંપુર્ણ.

---

## अथ चरपट पंजरिका लिख्यते.

---

ગોવીંદને ભજ ગોવીંદને ભજ, ગોવીંદને ભજ મુઢ મતી; અંત સમે કોઈ કામ ન આવે, સ્ત્રી પુત્રાદિક એક રતી. બાલપણું રમવામાં ખોયું, તરૂણપણે તરૂણી મુખ જોયું; વૃદ્ધપણે ચીંત્યામાં બુડયો, પરબ્રહ્મને કદી ન ઢુંઢયો. ગો૦ ॥ ૨ ॥ અંગ ગળી ગયું, માથું પલી ગયું, દાંત વીનાનું મોહોડું થઈ ગયું; વરધ થયો કાંતીને આલી, તોયે ન મુકી મનની પાળી. ગો૦ ॥ ૩ ॥ વારે વારે જનમવું મરવું, માત ઉદરમાં આવી સુવું; ભવસાગરનો નથી આરો. શ્રીપતી મુજને પાર ઉતારો. ॥ ૪ ॥ રાત ગઈ ને વાયુ વાહાણું, દીપ દીવાલી હોળીટાણું; કાલને રમતે ઉમર ખુટી, તોએ ન તારી આશા તુટી. ગો૦ ॥ ૫ ॥ મુંડયું માથું માથે જટા, ભગવા લુગડાની છે છટા; શા માટે જગુ એસો, કપટને માટે કીધો શોક.

ગો૦ ॥ ૬ ॥ ગઈ વએ શો કામ વીકારશુ. કહુ નીર નહીં તાંહાંશાં; વાત નહી તો શો પરીવાર પ્રભ્ર જહાં તહાં શો સંસાર. ગો૦ ॥ ૭ ॥ આગઝ અગની પુંડળ જાતુ, રાતે દાટી હેઠળ જાતું; કરતલ ભીક્ષા માથે આડ, તોયે ન મુકી આશા વાટ. ગો૦ ॥૮॥ જહાં ભમણુ રળવાની શકતી, તહાં લગણુ પરીવારની ભકતી; કાયા જ્યારે જર જર હોઈ, વાત ન ઘરમાં પુછે કોઈ ગો૦ ॥૯॥ કટકે કટકે કંથા જોડે, પાપ પુણ્યનો મારગ છોડે; નહીં હું નહીં તું નહીં આ લોક, મીથ્યા શાને કરીએ શોક. ગો૦ ॥ ૧૦ ॥ નારીના સ્તન જોઈ મોહ્યો, મીથ્યા જનમ મોહમાં ખોયો; એ સઘળો છે માન વીકાર, મનમાં વારંવાર વિચાર. ભજ૦ ॥૧૧॥ ગાવા ગીતા મનમાં રામ, ભજવા શ્રીપતીને નીશ કામ; સાધુ સંગમાં ધરવું ચીત, દીન અનાથને દેવું વીત. ભજ૦ ॥ ૧૨ ॥ થોડું ભગવત ગીતા જાણવું, ગંગાજળ લવ કણીકા પીવું; જેણે કીધી હરીની અરચા, ન કરે જમ તેની ચરચા. ભજ૦ ॥ ૧૩ ॥ કયાંથી આ-વ્યો ને તું કોણ, માતા કોણ ને પીતા કોણ; એ વીચારમાં સઘ-ળો અસાર, સઘળું મુકી સ્વપ્ન વીચાર. ભજ૦ ॥ ૧૪ ॥ કોની સ્ત્રી ને કોના પુત, સંસારમાં ઘણું અદભુત; કયાંથી આવ્યો ને તું કોનો, મનવા વીચાર કર તત્વોનો. ભજ ગો૦ ॥ ૧૫ ॥ ગંગાતટ જઈ કરવો વાસ, સુવું ભોંયપર વન ફુલ વાસ; સઘળા ભોગનો કરવો ત્યાગ, કોને સુખ ન કરે વૈરાગ. ભજ ગો૦ ॥ ૧૬ ॥ ભજ ગોવીંદને ભજ ગોવીંદને ભજ ગોવીંદને૦ ॥

# ॥ अथ नर्मदाष्टक प्रारंभः ॥

श्रीगणेशायनमः ॥ सबिंदुसिंधुसुस्खलत्तरंगभंगरंजितं
द्विषत्सु पापजातजातकारिवारिसंयुतम् ॥ कृतांतदूतका
लभूतभीतिहारिवर्मदे त्वदीयपादपंकजं नमामि देवि
नर्मदे ॥१॥ त्वदंबुलीनदीनमीनदिव्यसंप्रदायकं कलौ
मलौघभारहारि सर्वतीर्थनायकम् ॥ सुमच्छकच्छनक्रच
क्रचक्रवाकशर्मदे त्वदीयपादपंकजं नमामि देवि नर्मदे
॥ २ ॥ महा गंभीरनीरपूरपापधूतभूतलं ध्वनत्समस्त
पातकारिदारितापदाचलम् ॥ जगल्लये महाभये मृकंडु
सूनुहर्म्यदे त्वदीयपादपं० ॥३॥ गतं तदेव मे भयं त्वदं
बुवीक्षितं यदा मृकंडुसूनुशौनकासुरारिसेवि सर्वदा ॥
पुनर्भवाब्धिजन्मजं भवाब्धिदुःखवर्मदे त्वदीयपादपं०
॥ ४ ॥ अलक्षलक्षकिन्नरामरासुरादिपूजितं सुलक्षनीर
तीरधीरपक्षिलक्षकूजितम् ॥ वसिष्ठशिष्टपिप्पलादिकर्द-

शादिशर्मदे त्वदीयपाद० ॥५॥ सनत्कुमारनाचिकेतक
श्यपात्रिषट्पदैर्धृतंस्वकीयमानसेषु नारदादिषट्पदैः ॥
रवींदुरंतिदेवदेवराजकर्मशर्मदे त्वदीयपाद० ॥६॥ अल
क्षलक्षलक्षपापलक्षसारसायुधं ततस्तुजीवजंतुतंतुभुक्ति
मुक्तिदायकम् ॥ विरंचिविष्णुशंकरस्वकीयधामवर्मदे
त्वदीयपाद० ॥७॥ अहो मृतं स्वनं श्रुतं महेशकेशजा
तटे किरातसूतवाडवेषुपंडिते शठे नटे ॥ दुरंतपापताप
हारि सर्वजंतुशर्मदे त्वदीयपाद० ॥८॥ इदं तु नर्मदा
ष्टकं त्रिकालमेव ये सदा पठंति ते निरंतरं न यांति
दुर्गतिं कदा ॥ सुलभ्यदेहदुर्लभं महेशधामगौरवं पुन
र्भवा नरा न वै विलोकयंति रौरवम् ॥९॥ इति श्री
मच्छंकराचार्यविरचितं नर्मदाष्टकस्तोत्रं संपूर्णम् ॥

समाप्त०

તૈયાર છે ! તૈયાર છે !! તૈયાર છે ???

## મહાત્મા ગોસ્વામી શ્રી તુલસીદાસજી કૃત,

# રામાયણ

## મુળસહીત સરળ ગુજરાતી ભાષાંતર,

આ ગ્રન્થ ભક્તરાજ ગોસ્વામી તુલસીદાસજીએ સર્વ શાસ્ત્રાનુસાર અનુભવ કરી સ્ત્રી પુરૂષોને અનુકૂલ થાય તે પ્રમાણે બનાવ્યું. રામાયણ નવરસથી ભરપુર જ્ઞાનનિધિ રૂપ બનાવ્યું છે તેથી રામાયણ જેવો ગ્રન્થ નથી કે જેનું સાર ભુત તત્ત્વ શ્રી રામાયણમાં આવી જતુ ન હોય અર્થાત સર્વ શાસ્ત્રોના તત્વરૂપ મોક્ષ વ્રત અને ધર્મ ગ્રન્થોમાં શ્રેષ્ટ પ્રત્યેક આર્ય ધર્માભિમાની સ્ત્રી પુરૂષોની જેના ઉપર નિરદી ન શ્રદ્ધા છે. તેમજ તેનુ શ્રવણ, મનન, પઠન, પાઠન અને વિવેચન સંસારમાં સુખ સાધન પદ હોય અને મોક્ષ પ્રાપ્તિ કરાવનાર છે એવી સર્વ ભારત વાસીની દૃઢ ભાવના છે તથાપી ભાષાથી અજાણ ગુર્જર બાંધવોને તે વિસ્તૃતનું સ્વરૂપ સમજવા માટે જામનગરના એક વિદ્વાન શાસ્ત્રી પાસે મુળ કાવ્યના શબ્દે શબ્દ લઇ તેના નિર્ભેશુદ્ધ સરળ ગુજરાતી ભાષાંન્તર આપ્યું છે તેમ ક્ષેપક આઠમે લવકુશકાંડ, રામાયણ માહાત્મ્ય ગોસ્વામિજીનુ જીવન ચરિત્ર ટીપાણી શીરોબંધ અનુક્રમણિકા અને પ્રસાગોપાત્ત સુંદર ચિત્રો આપી સંપૂર્ણ શોભા પ્રદ કરવા કચાસ રાખી નથી છતાં પણ સર્વ સાધારણ લોકોને લાભ લેવા સવળ થાય આ હેતુથી પુસ્તકની યોગ્યતા પ્રમાણમાં સુંદર હલદાર રોયલ ૮ પેજી ૧૬૫૦ પૃષ્ટ છપાઇ સુંદર કાગળ જાડા પુંઠા, પાકું મજબુત અને સોનેરી હોવા છતાં મુલ્ય માત્ર રૂ ૪-૮-૦ પોસ્ટ ખર્ચ ૦-૧૪-૦.